४९९१

# ભક્તિ અને નીતિ.

અમદાવાદ પ્રાર્થના સમાજમાં

નરસિંહરાવ ભોળાનાથે

આપેલું

વ્યાખ્યાન.

અમદાવાદ

આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૮.—સને ૧૮૯૨.

# भक्ति અને नीति.

આપણી પ્રાર્થનામાળામાં અનેક સ્થળે **भक्ति** અને **नीति** એ બે ગુણો-નો અન્યોન્ય સંબન્ધ આવશ્યક છે એમ કહેલું છે.—

**भक्ति विना नीति निष्फल छे, कादि करवो न वियोग;**
**विना नीति भक्ति करवाथी थाय न शुद्ध प्रयोग.**

(અંક ૧૫ મો. અષ્ટપદી)

**सदाचरण ए सत्य प्रभु तारी भक्ति** (આરતિ અંક ૧૯ મો.)
**नीतियुक्त भक्ति मानुं मुख्य धर्म** (ભજાંગ ૨૯ મો.)
**नीतियुक्त पराभक्ति ए ज धर्म** (હિંદી ૧૦ મો.)

**सदाचरण विना भक्ति वृथा थाय,**
**विना भक्ति सदाचरण ना पळाय;**
**पृथक एक एकथी नहीं कराय,**
**उभययोग विना व्यर्थ क्रिया जाय. १**
**नीतिभक्तितणो जो रहे सुयोग,**
**प्रभु मान्य करे ते विधिप्रयोग;**
**पूर्ण अंग विना भंग भक्ति थाय,**
**न्यून साधनथि मुक्ति ना पमाय. २**

(હિંદી ૧૮ મો.)

આ શિવાય બીજાં વચન પણ આ અર્થનાં પ્રાર્થનામાળામાં જડશે. તાત્પર્ય એ કે આપણા આગમત પ્રમાણે **भक्ति** વિના **नीति** વ્યર્થ, અસમ્ભાવનીય છે, અને **नीति** વિના **भक्ति** પણ વ્યર્થ, નિષ્ફળ, અને અસંભાવનીય પણ છે; **भक्ति** અને **नीति** એ બંને તત્ત્વ એકએકથી છૂટાં ના પડાય એમ સંકીર્ણ છે. આં મતનાં કારણાદિકનો તપાસ ભાગ્યે ૪ કરવાનો વિચાર છે.

આપણા ધર્મસિદ્ધાન્તમાં **भक्ति**નું લક્ષણ **सप्रेमश्रद्धापोसनास्तुतिः प्रार्थना सदाचारश्चेति भक्तिः** એમ કર્યું છે. 'સપ્રેમ શ્રદ્ધા ઉપાસના સ્તુતિ પ્રાર્થના અને સદાચાર એ ભક્તિ' એમ સિદ્ધાન્ત છે. આ લક્ષણના બે વિભાગ થાયછે;—(૧.) **सप्रेमश्रद्धोपासनास्तुतिःप्रार्थना** અને (૨.) **सदाचार.** એ બેનો સંબંધ વિગતવાર તપાસતા પ્હેલાં એટલું કહેવું જોઇયે કે **सदाचार** એટલે **नीति** તે આ લક્ષણ પ્રમાણે **भक्ति**નું એક અંતર્ગત અંગ છે, છતાં ઉપર કહેલાં પ્રાર્થનામાળાનાં વચનોમાં **भक्ति** અને **नीति** એમ એકએકની બ્હાર રહેલાં તત્ત્વો ગણ્યાં હોય એમ ભાસેછે તે વિશે ખુલાસો એમ થાય કે **भक्ति**નો અર્થ એ સ્થળે માત્ર **नीति**ના પ્રતિસ્થાને મુકાતી લૌકિક અર્થમાં જે **भक्ति** કહેવાયછે તે, અને આપણા સિદ્ધાન્તમાં લક્ષિત કરેલી પૂર્ણરૂપા—સાઙ્ગ—**भक्ति** નહિં. આપણે પણ તે જ લૌકિક અર્થમાં **भक्ति** શબ્દ વખતે વખતે—**नीति** જોડે—સંબન્ધ તપાસતાં—વાપરવો પડશે. બાકી આપણા સિદ્ધાન્ત તપાસતાં તો તરત જણાશે કે **नीति** વિના **भक्ति** એ બને જ નહિં, શાથી કે **भक्ति**ના સ્વરૂપમાંનું એક અંગ **नीति** છે; અને માટે જ કહ્યું છે કે:

**पूर्ण अंग विना भंग भक्ति थाय.**

જ્હારે આપણા સિદ્ધાન્તમાં કહેલી **भक्ति**ના ઉપર બે વિભાગ પાડ્યા ત્હેમાંનો પ્રથમ ભાગ—**सप्रेमश्रद्धोपासनास्तुतिप्रार्थना** તે,—ઉપર કહેલી લૌકિક **भक्ति**ને સ્થળે છે. આપણે હેને ટૂંકામાં બોલવાને માટે **भक्ति** કહીશું. અને બીજો ભાગ—**सदाचार**—**नीति**—તે તો સ્પષ્ટ છૂટો છે જ. આ **भक्ति** અને **नीति**નો સંબન્ધ હવે તપાસિયે. પ્રથમ **प्रेम** લઇયે. એ **प्रेम**નો વિષય ઈશ્વર જ ગણવાનો છે. ઈશ્વર ઉપર **प्रेम** રાખીને **सदाचार (नीति)** પળાય તે ખરેખરો અર્થયુક્ત **सदाचार** ગણાય. મનુષ્ય ખરી રીતે જોતાં આચરણને સંબન્ધે સ્વતન્ત્ર છે. સત્ અને અસત્, પુણ્યાચરણ અને પાપાચરણ, એ યુગ્મનાં બલની વચ્ચે ઈશ્વરે મનુષ્યને મૂકયોછે, અને હેને જ્ઞાન, વિવેક, વગેરે આપીને, એ બે બલમાંથી કિયા બલ તરફ ખેંચાવું તે પસંદ કરવા માટે ઇચ્છાનું સ્વાતન્ત્ર્ય આપ્યુંછે. માટે મનુષ્ય સદાચરણ કરે તે

જો ઈશ્વર ઉપર **પ્રેમ** શિવાય બીજા કોઈ ભાવથી કરે તો સ્વતન્ત્ર ઈચ્છાથી કર્યું ના કહેવાય. આચરણને પ્રેરક બલ મુખ્ય બે છે, **प्रीति** અને **भीति.** એટલે **પ્રેમ** શિવાય બીજો ભાવ **ભય** સંભવે. તો **ભય**થી પ્રેરિત થઈને કરેલો **सदाचार** તે સ્વેચ્છાના સ્વાતન્ત્ર્યથી કર્યો ના ગણાય કેમકે **ભય**-થી કરેલી કૃતિ તે અન્યની ઇચ્છાને તાબે થઈને પોતાની અનિચ્છાથી કરેલી કૃતિ છે. અલબત, **ભય**થી થયેલી કૃતિમાં પણ પૂર્વવર્તિની ઇચ્છા છે જ; પરંતુ એ અન્યની ઇચ્છામાં એકરૂપ કરેલી નહિં, પણ દબાવી દીધેલી ઇચ્છા છે. **પ્રેમથી** તેમ જ **ભય**થી થનાર કૃતિમાં અન્યેચ્છા અને સ્વેચ્છાનું મિશ્રણ તો છે; પરંતુ **પ્રેમ**જનિત કૃતિમાં એ મિશ્રણ એક-રૂપતાનું થાયછે, બંને ઇચ્છાબલ એક માર્ગે જતાં હોવાનું પરિણામ થાયછે; અને **ભય**જનિત કૃતિમાં મિશ્રણ મ્હોટી ઇચ્છાથી ન્હાની ઇચ્છાનું દબાણ થઈને થાયછે, વિરુદ્ધ માર્ગે જતી ઇચ્છાઓનાં બળમાં મ્હોટા બળ તરફ ન્હાના બળનું ઘસડાવું થઈને થાયછે. આ રીતે જોતાં જણાશે કે ઈશ્વર આપણને અસદાચાર કર્યાથી સજા કરશે એમ **ભય** રાખ્યાથી થનારો સ-દાચાર તે ખરો **सदाचार** કહેવાય જ નહિં, કેમકે એ સ્વતન્ત્ર ઇચ્છાથી થયેલું આચરણ છે જ નહિં. ત્હારે **પ્રેમ** વિના **सदाचार** સંભવે જ નહિં; **પ્રેમ**નું મૂર્ત રૂપ, કૃતિમાં પરિણામ પામેલું રૂપ, **सदाचार** છે. માત્ર પ્રીતિ રાખીને બેશી રહેવું એ ખરું પ્રીતિનું લક્ષણ નથી; પરંતુ એ પ્રીતિ ઉભરાઈને પ્રીતિપાત્રને પ્રિય કાર્ય કરાય ત્હારે જ પ્રીતિ સફળ છે, અને ત્હારે જ પ્રેમને સંતોષ થાયછે. પ્રીતિનો ઉભરો મૂર્તરૂપ ધારણ કરેછે તે પ્રીતિ-પાત્રને પ્રિય કાર્યમાં; અને આપણા પ્રીતિપાત્ર ઈશ્વરને પ્રિય કાર્ય તે **सदा-चार** છે એ તો ઉઘાડી જ વાત છે. આમ **પ્રેમ**નું મૂર્ત રૂપ **सदाचार** છે. એટલું જ નહિં, પરંતુ **પ્રેમ**નું અવશ્યંભાવિ પરિણામ **सदाचार** છે. અર્થાત્ **પ્રેમ** તે **सदाचार** વિના અપૂર્ણ છે. **सदाचार**હીન **પ્રેમ** તે ભાવ-પર્યવસાયી,--માત્ર **પ્રેમ**નો ભાવ હૃદયમાં ઉત્પન્ન થાય તેટલે જ અટકનારો—**પ્રેમ** છે, અને તેથી તે ખરો અથવા પૂર્ણ **પ્રેમ** ના ગણાય. **सदाचार**યુક્ત **પ્રેમ** તે કૃતિપર્યવસાયી—કૃતિ, આચરણ, કરવામાં પર્યવસાન પામનારો —**પ્રેમ** છે, અને તે જ ખરો અથવા પૂર્ણ **પ્રેમ** છે. આ રીતે જોતાં ત્હારે

**सदाचार** વિના **प्रेम** પણ સંભવતો નથી. હમણાં જ કહી ગયા તેમ, **प्रेम** વિના **सदाचार** સંભવતો નથી, અને આમ અહિં કહ્યું તેમ **सदाचार** વિના **प्रेम** સંભવતો નથી. આમ **प्रेम** અને **सदाचार**નો અન્યોન્યાવશ્યંભાવી સંબન્ધ છે. આ **प्रेम** તે લૌકિક **भक्ति**નું મુખ્ય અંગ છે; કેમકે **श्रद्धोपासनास्तुतिप्रार्थना** એ અંગ **प्रेम**ને માટે પૂર્વસ્થિત અને સહાયભૂત રહેવાં જોઇયે એમ છે તથાપિ સર્વનું એકત્ર વ્હેણ **प्रेम**માં જ થવાનું, એ સર્વ **प्रेम**રૂપ સિન્ધુમાં અંતે વ્હેનારી નદીઓ છે. એટલે **भक्ति**નો અર્થ—લૌકિક **भक्ति**નો અર્થ—**प्रेम** એમ જ કરિયે તો ચાલે. **भक्तिःसानुरक्तिरीश्वरे**,—**भक्ति** તે ઈશ્વરમાં અનુરક્તિ, પ્રીતિ, પ્રેમ—એમ પણ કોઇ સ્થળે અર્થ કરાયોછે. એટલે **भक्ति** અને **प्रेम** એ આ ચર્ચા માટે પર્યાયરૂપ ગણતાં ઉપર **प्रेम** વિશે કહેલી સર્વ વાત **भक्ति**ને લાગૂ પડશે જ;—એટલે **भक्ति** વિના **सदाचार** નથી સંભવતો, અને **सदाचार** વિના **भक्ति** નથી સંભવતી,—એમ **भक्ति** અને **सदाचार**નો અન્યોન્યાવશ્યંભાવી સંબન્ધ સ્પષ્ટ થશે.

**भक्ति** અથવા **प्रेम**નું અવશ્યંભાવિ પરિણામ **सदाचार** છે, **प्रेम**નું મૂર્તરૂપ **सदाचार** છે, નહિં તો તે **प्रेम** જ નહિં—હેનું એક ઉત્તમ ઉદાહરણ મહાકવિ શેક્સપિયરના કિંગ લિયરના નાટકમાંની નાયિકા કૉર્ડિલિયાના હૃદયસ્વરૂપમાં અને આચરણમાં જણાયછે. લિયરરાજાએ પોતાના રાજ્યના ત્રણ વિભાગ કરી, પોતાની ત્રણ પુત્રીઓને આપવાને માટે ત્રણેને રાજસભામાં બોલાવીને પૂછ્યું કે "તમે મ્હારા ઉપર કેટલો પ્રેમ રાખોછો?" ગોનરિલ અને રેગન એ બે છોકરિયોએ રાજ્યના લોભે કરીને અત્યુક્તિભરેલાં જૂઠાં જૂઠાં પ્રેમવચનોથી રાજાને છેતર્યો. આ ખોટી ખુશામતના અસત્યથી કંટાળીને, તેમ જ પોતાના 'કહેવા કરતાં કરી બતાવવા'ના ઉત્તમ ગુણને લીધે અને મ્હોટી સભામાં બોલવાની સ્વાભાવિક લજ્જાને લીધે, સર્વથી ન્હાની પુત્રી કૉર્ડિલિયા આ પ્રમાણેનો ખુશામતભરેલો ઉત્તર નથી આપતી અને એટલું જ કહેછે કે "મ્હારે કાંઇ નથી કહેવું." આથી રાજા અત્યંત ક્રોધાન્ધ થઇને કૉર્ડિલિયાને આપવા માટે કાઢેલો રાજ્યનો ભાગ લઇ લઇને મ્હોટી બ્હેનો વચ્ચે વ્હેંચી આપેછે, અને રાજ્યહીન પણ ગુણપૂર્ણ કૉર્ડિલિયાને પ્રેમ-

થી વરેલો ફ્રાન્સનો રાજા લગનમાં સ્વીકારી પોતાની સાથે લઈ જાયછે. પોતાનો ખરો પ્રેમ પણ પિતાની આગળ કૉર્ડિલિયાએ થોડાક શબ્દોમાં પણ ના કહ્યો તે કાંઇક પિતાના પોતામાં ઊતરેલા હઠીલા સ્વભાવને લીધે, પણ વિશેષે કરીને પોતાની મ્હોટી બ્હેનોની અસત્યમય ખુશામત ઉપર તિરસ્કાર ઉત્પન્ન થવાને લીધે જ. જે વખતે એ બ્હેનો ખુશામતનાં છેતરામણીભરેલાં વચનો બોલતી હતી તે વખતે કૉર્ડિલિયા સ્વગત કહેછે— "What shall Cordelia do? Love and be silent."—કૉર્ડિલિયાએ શું કરવું?—ફક્ત પ્રેમભાવ અને મૌન રાખવાં." આ વાક્યમાં જ આપણા વિષયસાથે સંબન્ધ આવેછે. આ મૌનધારણ કરનારો પ્રેમ તે ભાવપર્યવસાયી **પ્રેમ** નહિં, માત્ર પ્રેમ રાખવાની સ્થિતિમાં જ અટકનારો **પ્રેમ** નહિં, પરંતુ એ કૃતિપર્યવસાયી **પ્રેમ** હતો, **પ્રેમ**ને મૂર્તકૃતિમાં—સદાચરણમાં—આવિર્ભૂત કરે ત્હારે જ સંતોષ પામે હેવો **પ્રેમ** હતો. 'પ્રેમ અને મૌન રાખવાં' એ વચનનો પ્રથમ બાહ્યાભાસે તો અર્થ 'પ્રેમ રાખીને બેશી રહેવું' એમ કાંઇક ભાવપર્યવસાયી **પ્રેમ** જેવો થાયછે. પરંતુ એમ અર્થ ઉદ્દિષ્ટ નથી. અહિં મૌન તે કૃતિથી વિરોધી નથી, પરંતુ વૃથા ખુશામતનાં વચનોના બકબકાટથી વિરોધી છે. 'મ્હારી બ્હેનો જેવા જૂઠી ખુશામતના બોલ મ્હને નહિં આવડે; એમ ખુશામત કરવા કરતાં તો ચૂપ બેશી રહીને ખરો પ્રેમ (મૈયાત કહેનારો નહિં પણ કરીબતાવનારો કૃતિપર્યવસાયી **પ્રેમ**) રાખવોસારો'.—આમ કૉર્ડિલિયાના આ અર્થગર્ભ વચનનો આશય છે. અને એ અર્થને કૉર્ડિલિયાના પછીના પિતૃભક્તિના સદાચરણથી પુષ્ટિ મળેછે. જે વખતે રાજ્યભાગ મળ્યા પછી ગૉનરિલ અને રેગન પોતાનો અકૃતજ્ઞ દુષ્ટ ભાવ પ્રકાશીને ધીમે ધીમે રાજાનાં સર્વ રાજચિન્હ લઈ લઈને, અપમાન વરસાવીને, અંતે પોતાના ઘરમાંથી લિયરને કાઢી મૂકેછે, અને મેઘગર્જના વીજ વરસાદ અને પવનના તોફાનમાં લિયર બિચારો રઝળેછે અને ગાંડો થઈ જાયછે, તે વખતે પોતાના પિતાની સ્થિતિની ખબર મળતાં જ કૉર્ડિલિયા ફ્રાન્સથી એકદમ આવેછે અને પિતાનું ગાંડપણ કાંઇક ઓછું કરેછે, દુઃખમાં ખરી ભાગિયણ અને મદદગાર થઈને બ્હેનોએ કરેલા હૃદય ઉપરના ઘાને પ્રેમામૃતથી કાંઇક રૂઝવેછે, પોતાના સૈન્યની સહાયતાથી પિતાનું રાજ્ય પાછું અપાવવાને દૃઢ પ્રયત્ન કરેછે. આમ કૉર્ડિલિયાનો **પ્રેમ**, હેની **ભક્તિ** (પિતૃભક્તિ), તે **પ્રેમ**નું અવશ્ય-

બાહ્ય પરિણામ, મૂર્ત રૂપ, **सदाचार** છે એ તત્ત્વનું ઉત્તમ ઉદાહરણ આપેછે.

**भक्ति**ના મુખ્ય અંગ—અર્ધ અંગ—**प्रेम** વિશે આટલી ચર્ચા બસ છે. બાકીનાં અપ્રધાન પણ આવશ્યક અંગ ઉપર આપણે ઝડપથી નજર ફેરવી જઈશું. ક્રમપ્રાપ્ત **श्रद्धा** લઈયે. ઈશ્વરનું અસ્તિત્વ અને સ્વરૂપ, પરકાળ, ઇત્યાદિક મૂળતત્ત્વોનું જ્ઞાન આપણા આત્માને સહજ ઉપલબ્ધિથી જ, અંતઃકરણપ્રવૃત્તિથી જ ( Intuitionથી જ ), થાયછે. પરંતુ તે જ્ઞાનનો પાયો સ્થિર રહેવાનો તે એ વિષયો ઉપરની **श्रद्धा**ના ખડકમાં એ પાયો નંખાય ત્હારે જ. નહિં તો સંશય, કુયાતર્ક, ઇત્યાદિક વિકારથી થતા આધ્યાત્મિક ભૂકંપમાં એ પાયો પણ ઉખડી જઈ ઉપર ચણાયલું **भक्ति**નું દિવ્ય મંદિર પડી ભાગવાનું. અને એ તત્ત્વોનું જ્ઞાન થઈ તેથી ઉત્પન્ન થતો **प्रेम** તે પણ આ કારણોથી જ એ પાયા ઉપર રહેવો જોઈયે. આમ **प्रेम** તે **श्रद्धा**ના પર્વત ઉપર બંધાયછે, અને **प्रेम**નો અને **सदाचार**નો સંબન્ધ ઉપર આપણે જોયો જ છે. આ રીતે **श्रद्धा**નો **सदाचार** સાથે સંબન્ધ છે. આ **प्रेम**દ્વારા **सदाचार**સાથેનો **श्रद्धा**નો સંબન્ધ તે જ ખરો અને ઊંચા પ્રકારનો છે. બાકી **सदाचार**થી પરકાળમાં સુફળ મળશે અને પરકાલાદિકનું જ્ઞાન **श्रद्धा**થી જ સ્થિર રહેશે—એ રીતે **श्रद्धा**નો **सदाचार** જોડે જણાતો સંબન્ધ ગૌણ અને કાંઈક મૂલ્ય ભરેલો છે, કેમકે **सदाचार** તે **प्रेम**ના ઊભરાનું સ્વાભાવિક પરિણામ આપણે ગણ્યુંછે, અને પરકાળમાં સુફળ મળવાનો અંશ કાંઈક સ્વાર્થ—હલકો નહિં અને નિર્મળ તો પણ સ્વાર્થ—જ બતાવેછે. બાકી એ પ્રકારનો સંબન્ધ પણ તદ્દન નથી એમ નથી.

હવે **उपासना** લઈએ. **उपासना** એટલે ઈશ્વરની સમીપ ( **उप** ) બેસવું (**आस्**=બેસવું); અર્થાત્ પરમાત્મા અને જીવાત્માનો ધ્યાનથી પ્રાપ્ત થયેલો યોગ તે **उपासना**. આધ્યાત્મિક દૃષ્ટિથી ઈશ્વરનું દર્શન કરી ધ્યાનબળે ઈશ્વરને એ દૃષ્ટિ આગળ સ્થિર કરી રાખવાનું કામ **उपासना** કરેછે. એટલે સત્ય, દયા, ન્યાય, પ્રેમ, ઇત્યાદિક જે પરમેશ્વરના દિવ્ય સ્વરૂપનાં અંશ ત્હેનો પરિચય **उपासना** (દિવ્ય દર્શન અને ધ્યાનયોગ ) થી થવાનો. એ દિવ્યતત્ત્વોનું પ્રાથમિક જ્ઞાન તો ઉપર કહી ગયા તેમ Intuitionથી—સહજ ઉપલબ્ધિથી—જ થવાનું. પરંતુ એકવાર જ્ઞાન થયા પછી તે વસ્તુને

નજર આગળ સ્થિર રાખવી, તે વસ્તુનો પરિચય થવો, તે તો ઉપાસનાથી જ જાણવાનું. હવે ઈશ્વરના સ્વરૂપના દિવ્ય અંશ,—સત્ય, દયા, ન્યાય, પ્રેમ, ઇત્યાદિ તે-મનુષ્યને માટે મહાન્ ઉચ્ચઆદર્શ (અનુકરણ માટે નમૂનો) છે; અને એ આદર્શના દિવ્ય અંશનો કાંઇ પણ અંશ આપણા હૃદયમાં ઉતારી ત્હેને કૃતિનું મૂર્ત્ત રૂપ આપીશું તો જ એ આદર્શ અનુભવાશે, આદર્શ અમલમાં આવશે. અર્થાત્ ઈશ્વરની દિવ્ય આદર્શમૂર્ત્તિમાં પ્રકાશિત થયેલા ગુણોનું આપણા હૃદયમાં નિષિંચન કરી ત્હેને કૃતિમાં પરિણામ પમાડવા તે જ **सदाचार** છે. એટલે **सदाचार** માટે મ્હોટું સાધન **उपासना** છે એ સ્પષ્ટ જણાશે. **उपासना**થી ઈશ્વરના દિવ્યગુણોનો, દર્શન થઈ, પરિચય થવાનો; અને એ ગુણોનો માનવકૃતિમાં અલ્પાંશે પણ આવિર્ભાવ તે **सदाचार**;—આ રીતે **उपासना** તે **सदाचार**નું મુખ્ય સાધન થાયછે. આ સંબન્ધ—**उपासना** અને **सदाचार**નો સંબન્ધ—સાક્ષાત્ અને પ્રધાન છે. અને **उपासना**થી **प्रेम**નો પણ વિકાસ થાયછે, **उपासना** તે **प्रेम**ના પોષણ અને વિકાસને અર્થે એક જાતનો આધ્યાત્મિક વ્યાયામ ( કસરત ) છે, અને **प्रेम**નું મૂર્ત્તરૂપ **सदाचार** છે; એ રીતે **उपासना** અને **सदाचार**નો **प्रेम**દ્વારા પણ સંબન્ધ છે, પણ તે પરોક્ષ અને ગૌણ સંબન્ધ છે.

હવે **स्तुति** લઇયે. **स्तुति** એટલે ઈશ્વરના ગુણોનું પ્રશંસાગાન. **स्तुति** તે **उपासना**નું એક સ્વાભાવિક પરિણામ છે. અલ્પગુણ જીવાત્મા અને પૂર્ણગુણ પરમાત્માનો ધ્યાનદ્વારા **उपासना**માં સંયોગ થતાં, આધ્યાત્મિક દૃષ્ટિથી અલ્પગુણ જીવાત્માને પૂર્ણગુણ પરમાત્માનું દર્શન થતાં,—સહજ ઊર્મિના ઉછાળાની પેઠે જ પોતાની નજરે પડતા મહાન્ દિવ્ય ગુણોથી કુતૂહલ, આશ્ચર્ય, આનંદ, વગેરે અવર્ણનીય ભાવ મનુષ્યહૃદયમાં ઉભરાઇ આવતાં એ ઈશ્વરના દિવ્ય ગુણોના સ્તુતિગાનમાં એ ભાવનો પ્રવાહ મૂર્ત્ત રૂપ ધારણ કરીને વહેછે; **स्तुति** એકદમ સહજ ઉછાળાથી શબ્દરૂપે નીકળી આવેછે. આ પણ એક પ્રકારની આધ્યાત્મિક કસરત બનેછે, અને મનુષ્યને **सदाचार** માટે સજ્જ કરનારું સાધન થાયછે. **सदाचार** તે પરમાત્મામાં આવિર્ભાવ પામેલી દિવ્ય ભાવનાને પામવાની કૃતિ એમ પણ કહી સકાય. અને તેથી જ કરીને એ ભાવનાને પામવાના પ્રયત્નમાં—આ ભાવનાની સમીપ જવાની કૃતિમાં—સહજ સ્ફુરી આવતી **स्तुति** તે **सदाचार** સાથે

સ્વાભાવિક સંબન્ધ રાખેછે. આ સંબન્ધ સાક્ષાત્ છે. અને **स्तुति** તે **उपासना**નું પરિણામ છે તે રીતે **उपासना**દ્વારા, અને **प्रेम** તે **स्तुति**નું બીજ છે તેથી તથા **उपासना** પણ **प्रेम** જોડે જોડાયલીછે તેથી (**प्रेम** તે **सदाचार**નો આત્મા છે માટે) **प्रेम**દ્વારા **स्तुति**નો **सदाचार** સાથેનો સંબન્ધ (સંબદ્ધસંબન્ધ) પરોક્ષ છે.

હવે **प्रार्थना** લઇયે. **प्रार्थना** એટલે માગવું; પરંતુ ઈશ્વરની **प्रार्थना** તે કાંઇ ઐહિક ધન, સંપત્તિ, સુખની અથવા કોઇપણ પ્રકારની ઈશ્વરના નિયમોનો ભંગ કરવાની માગણી નથી; એ માત્ર સન્મતિ (**धियोयो नः प्रचोदयात्** એમ સન્મતિપ્રેરણા) ની જ માગણી છે; સદાચરણે ચાલવાની સન્મતિ, સદાચરણે ચાલવાનું બલ, માગવામાંજ **प्रार्थना**નું ઊંચામાં ઊંચું સ્વરૂપ સમાયુંછે. સદાચરણબલ વિશેના એક વ્યાખ્યાનમાં તથા પ્રાર્થનાની જરૂર વિશેના વ્યાખ્યાનમાં આપણા એક *અગ્રગન્તુએ આ બાબત સંપૂર્ણ અને સબળ રીતે ચર્ચા કરી સમજાવીછે; અને આજ પણ એ વિશે આગળ ઉપર થોડુંક વધારે બોલવાનું છે. અહિં માત્ર એટલું જ કહીશું તો બસ છે કે **सदाचार**નું બળ મળવા માટે **प्रार्थना** આવશ્યક, અનિવાર્ય, છે એ વાત ખરી ગણી એટલે **प्रार्थना** અને **सदाचार**નો પણ આવશ્યક સંબન્ધ સ્પષ્ટ સમઝાવાનો જ. **श्रद्धा**થી દઢ રીતે અને સત્ય રીતે સ્વીકારેલા પરમેશ્વરની સમીપ જઈને ધ્યાનયોગે **उपासना** કરતાં કરતાં એ પરમેશ્વરના અદ્ભુત ભવ્ય અને સુન્દર ગુણોથી ચકિત થઈ જઈને **स्तुति**ગાન ઉત્પન્ન થતાં, એ **स्तुति**દ્વારા જ આપણી અધમતા, નિર્બલતા વગેરેનું જ્ઞાન ઉત્પન્ન થઈ ઉન્નતતા, સબલતા,—સદાચરણાર્થ સબલતા માગવાની વૃત્તિ સહજ ઉત્પન્ન થાયછે; એ જ માગણી તે **प्रार्थना**; અને આ રીતે થતી **प्रार्थना** તે પ્રાર્થ્ય ઈશ્વર ઉપર ભય કે હેવા કોઇ કર્કશભાવથી નહિ પણ **प्रेम**ભાવથી જ ઉત્પન્ન થવાની; **प्रेम**પાત્ર પરમપુરુષ. પરમાત્મા કનેથી જ એ દિવ્યબલ જેવાં અમૂલ્ય પદાર્થમળી સકવાના; માટે **प्रेम**, **श्रद्धा**, **उपासना**, અને **स्तुति**માંથી **प्रार्थना** ઉદ્ભવ પામેછે એમ જણાશે.

---

* રા. રમણભાઇ મહીપતરામ બી. એ.

એ પ્રાર્થનાનો પ્રસંગ-સદાચરણબળ વગેરે ઉત્તમ પદાર્થ માગવાનો પ્રસંગ-આપણી સન્મુખ આ જીવનનાં દુઃખ, પાપ, પ્રલોભન, ઇત્યાદિક મલિન વિકાર કરનારાં બળ આવીને ઊભાં રહેછે ત્હારે આવેછે; અને હેવો પ્રસંગ આ વિષમ જીવનમાં ક્ષણેક્ષણે મળવાનો, આપણી સ્વાભાવિક નિર્બળતાને લીધે, એ પ્રસંગ ક્યહારેના આવે તે ના કહેવા થાય. એટલે **प्रेम, श्रद्धा, उपासना, स्तुति,** એ ચાર દિવ્ય પદાર્થોની સાથે આ જીવનનાં પાપ, ભય, પ્રલોભન વગેરે અસાધુ બળોનું સંઘટ્ટન થાય ત્હારે **प्रार्थना**નો ઉદ્ભવ થવાનો; દિવ્યપદાર્થ અને અસાધુ અદિવ્ય પદાર્થ, એ બે વિરુદ્ધ પવનદળનો પરસ્પર આઘાત થતાં **प्रार्थना**ની અમૃતવૃષ્ટિ થવાની; એ અમૃતવૃષ્ટિ ભક્તહૃદયને દિવ્ય પ્રેમથી આર્દ્ર કરીને, ભીંજવીને, અંતે, દિવ્યબળનું વૃક્ષ ઉત્પન્ન કરીને, **सदाचार**રૂપી ઉત્તમ દિવ્યફળ આપણને આપશે. આમ **प्रार्थना** અને સદાચારનો નિકટ સંબન્ધ છે. આ સંબન્ધ સાક્ષાત્ છે. બીજો સંબન્ધ **प्रेम**દ્વારા-થાયછે તે પરોક્ષ છે. તે આ રીતે **प्रार्थना** આપણે કરિયે તે આપણા કરતાં મ્હોટાની, પરંતુ તે મ્હોટાની તરફ ભય અથવા હેવા કોઇ અકોમળ ભાવથી કરિયે તો તે **प्रार्थना** રસહીન થવાની અને એ ખરી **प्रार्थना** જ ના ગણાય. પ્રલોભન ઘેરે તે વખતે આપણે બળ જેની કને માગિયે તે પુરૂષ ઉપર **प्रेम** ભાવ વિના બીજો ભાવ સંભવે જ નહિ—બીજો મૂલગતભાવ સંભવે જ નહિં; એ ભાવથી જ **प्रार्थना**ની આર્દ્રતા થાય, અને ત્હારેજ **प्रार्थना** ખરી થાય. એટલે આમ **प्रार्थना**નો **प्रेम** સાથે સંબન્ધ છે અને **प्रेम**નો **सदाचार** સાથે સંબન્ધ જોયો જ છે; એટલે આમ પરોક્ષ રીતે પણ **प्रार्थना**નો **सदाचार** સાથે સંબન્ધ છે; પરંતુ એ અત્યન્ત અપ્રધાન સંબન્ધ છે.

આમ **प्रेम, श्रद्धा, उपासना, स्तुति, प्रार्थना**નો **सदाचार** સાથે નિકટ સંબન્ધ છે. અને **प्रेम** તે **श्रद्धा, उपासना, स्तुति; प्रार्थना**

એ સર્વને એકત્ર ગાંઠનાર દિવ્ય સુવર્ણ સૂત્ર છે, સર્વનો પ્રાણભૂત તત્ત્વ છે. એટલે લૌકિક **भक्ति**, અર્થાત્ **सप्रेमश्रद्धोपासना स्तुतिप्रार्थना** એટલાને માટે **प्रेम** એટલાજ શબ્દનો ઉપયોગ કોઇવાર કરીશું તો અડચણ નથી. **प्रेम** અને **भक्ति** પર્યાયરૂપે ગણીજ ગયા છીયે. **सदाचार**ના પ્રતિપક્ષમાં મૂકવાની **भक्ति** આ છે; બાકી આપણા સિદ્ધાન્ત પ્રમાણે તો **सदाचार** પણ **भक्ति**ની અંદર જ આવે છે—તે કહી ગયા છીયે તે આપણે ભૂલી જવું નહિં.

આમ **भक्ति** અને **नीति**નો સંબન્ધ, **भक्ति**નાં અંગનાં સ્વરૂપ તપાશીને, જોયો. હવે, **नीति**નું મૂળ તપાશીને, બીજા દૃષ્ટિબિન્દુથી એ સંબન્ધ જોઇએ. **नीति** એટલે શું ? **सदाचार** કહોને કહેવો ? કિયું કૃત્ય સત્—સારૂં, અને કિયું અસત્—નઠારું ? આ પ્રશ્નનો ઉત્તર જૂદા જૂદા તત્ત્વવેત્તાઓએ જૂદી જૂદી રીતે આપ્યો છે; કિયું કૃત્ય સારું અને કિયું નઠારું એ પરીક્ષા કરવા માટે જૂદાં જૂદાં ધોરણ આપ્યાં છે. પરંતુ તે સર્વ ધોરણમાં બે મુખ્ય છે-Utility(હિતકરતા) અને Intuition (સહજ ઉપલબ્ધિ). પ્રથમ ધોરણ પ્રમાણે જે કૃત્ય હિતકર તે સારૂં. પરંતુ હિતકર કહોનો કૃત્ય કરનારને એમ હોય તો સ્વાર્થ અને સદાચાર એક થશે. જનમંડળને હિતકર એમ ગણિયે તો હિતવાદના ધોરણની બ્હાર વાત જશે. ત્ય્હારે જે કૃત્ય જનમંડળના હિતને બાધ ન કરતાં પોતાનું હિત કરે તે 'સારું કૃત્ય' એમ કાંઇક સત્કૃત્યનું સ્વરૂપ આ ધોરણ પ્રમાણે બંધાય. "ઘણામાં ઘણા લોકનું ઘણામાં ઘણું સુખ" એ તત્ત્વની સાથે સ્વસુખનો વિરોધ ના આવે હેવી રીતે સ્વસુખ સાધનાર કૃતિ તે સત્કૃતિ એમ અર્થ થાય. આ ધોરણના ગુણદોષ તપાસવાની અહિં જરૂર બહુ નથી, તેમ સમય પણ નથી. પરંતુ બારીક તપાસ કરતાં જણાશે કે આ હિતવાદ—જનહિતવાદ—તે માત્ર કૃત્યના સદસત્પણાની પરીક્ષા કરવાને કસોટી બતાવેછે, સદાચારનો ઉદ્ભવ ક્ય્હાંથી થાય છે તે બતાવવાનો એ મતનો ઉદ્દેશ નથી અથવા પ્રયત્ન થયો નથી. ઘણામાં ઘણાનું ઘણામાં ઘણું સુખ થશે એમ મનમાં આવવાથી મનુષ્ય સદાચાર કરેછે એમ નથી. ઉદાહરણ તરીકે સત્ય લ્યો. હું અથવા ત્હમે સત્ય બોલીશું તે એમ પ્રથમ બોધ થઇને નહિં કે એ સર્વજનમંડળનું આ

ત્યંતિક હિત–થશે જનમંડળનું અત્યંતિકહિત એ જ્ઞાનથી સદાચરણની પ્રવૃત્તિ થતી નથી. ઉલટું એમ તો મનમાં કદી થશે ખરું કે "હું એકલો અસત્ય બોલીશ અથવા પાપ કરીશ ત્હેમાં સર્વ જગત્‌ને શું નુકસાન થશે ? પરન્તુ—"હું જેમ આમ ધારુંછું તેમ બધાએ ધારે અને દરેક જણ એજ ગુપ્ત રીતિથી અથવા એકલાના કરવાથી બધાને શી હાનિ એ વૃત્તિથી અસદાચાર કરે તો સર્વ જગત્‌ના હિત ઉપર કહેવી અસર થાય ?—આ વિચાર કરે તો આ સદાચાર તે અસત્ છે એમ જણાય. આ ખરૂંછે, પરંતુ આ વિચારથી માત્ર સદસત્પરીક્ષા થાયછે, આચરણની પ્રવૃત્તિ થતી નથી. આચરણની ચાલક શક્તિ—મનુષ્યને કૃતિ તરફ ચલાવનારી શક્તિ—હેમાં નથી મળતી. તેમંજ સ્વહિતવાદ ( Egoism ) થી પણ આ ચાલક શક્તિનો ખુલાસો નથી મળતો. " હું આ કામ કરીશ તો મ્હને સુખ થશે " એમ વિચાર કરીને મનુષ્ય હમેશાં પ્રવૃત્ત નથી થતો. અનેક વેળા માત્ર કર્તવ્ય બુદ્ધિથી સદાચાર કરનારા વિરલજન પણ હોયછે ત્હેમની કૃતિ માટે ચાલક શક્તિ સ્વહિત વાદમાં નહિં જડે, કર્તવ્ય બુદ્ધિથી જ કૃતિ થાય એ અશક્ય છે, હેમાં સ્વસુખ છેજ,—એમ ના ધારવું. કેમકે કર્તવ્ય કર્યાથી થતો—પરિણામ રૂપે થતો—આનંદ તે કાંઈ ઉદ્દેશ એમ ના ગણાય. એ આનન્દને ઉદ્દેશ ગણ્યો તો આનંદ મળવાનો પણ નહિં. સુખનું સ્વરૂપ જ હેવુંછે કે સુખને લક્ષ્ય ગણીને મેળવવા જાય તે મનુષ્યના હાથમાં સુખ આવતું જ નથી.

ત્હારે સદાચરણને સંબન્ધે બીજો મત ( Intuition )—સહજ ઉપલબ્ધિ—તે તપાસિયે. સત્ય, પ્રેમ, ન્યાય, ઇત્યાદિ દિવ્ય તત્ત્વોનું જ્ઞાન કાંઈ અનુમાનથી નથી થતું, કેમકે એ તત્ત્વો માટે તો અનુમાનમાં જોઈયે તે અંગ (હેતુ, વ્યાપ્તિ વગેરે) નથી જડવાનો; પ્રત્યક્ષથી નથી થતું એ તો સ્પષ્ટ જ વાત છે, કેમકે કોઈ પણ કાયિક જ્ઞાનેન્દ્રિય જોડે એ તત્ત્વોનો સાક્ષાત્ જ્ઞાન વિષય તરીકે, સંબન્ધ જ નથી; તેમજ કોઇ પણ બીજા વિશિષ્ટ જ્ઞાન પ્રકારથી એ તત્ત્વોનું ગ્રહણ નથી થતું; પરંતુ માત્ર એક પ્રકારના દિવ્ય આધ્યાત્મિક પ્રત્યક્ષથી, મનના એક જાતના પ્રાથમિક વ્યાપારથી, એ દિવ્યતત્ત્વોનું જ્ઞાન આપણને થાયછે. આ વ્યાપાર તે જ સહજ ઉપલબ્ધિ (Intuition) અને સદાચરણ તે એ દિવ્ય તત્ત્વોમાંથી જ નીકળેછે, એ દિવ્યતત્ત્વોથી બંધાયલી જે ઉચ્ચભાવના ત્હેની સમીપ જવાનો પ્રયત્ન, ત્હેનું અનુકરણ, એજ

સદાચરણ, એટલે અર્થાત્ સદાચરણનું જ્ઞાન પણ—શું સત્ તે વાતનું જ્ઞાન પણ—સહજ ઉપલબ્ધિથી જ થાયછે. આમ સદાચરણનું મૂળ (Intuition) સહજઉપલબ્ધિમાં છે. પછી સહજ ઉપલબ્ધિથી જણાયલાં સદાચરણ તત્ત્વોનું સ્વાભાવિક અથવા પ્રાસંગિક પરિણામ જનમંડળનાહિતમાં, ઘણામાં ઘણા મનુષ્યના ઘણામાં ઘણા હિતમાં, થાય; એટલે સહજઉપલબ્ધિથી જણાયલી સત્કૃતિ અને જનમંડળનું હિત સાધનારી કૃતિ એ બે મળતી આવે, અભિન્ન થાય; તોપણ તેટલા માટે તે સત્કૃતિનું મૂળ જનમંડળના હિતના જ્ઞાનમાં નહિં, મનુષ્યને જે સત્કૃતિનો પ્રાથમિક બોધ થાયછે તે જનહિતનું જ્ઞાન થયા વિના જ થાયછે, એ સત્કૃતિના જ્ઞાનનું મૂળ તો સહજ ઉપલબ્ધિમાં જ ઊંડું રહેલું જણાશે. પરંતુ આ સહજઉપલબ્ધિ તે સદાચરણની ચાલક શક્તિ નથી બનતી; મનુષ્ય સત્કૃતિ કરેછે તે આ સહજ ઉપલબ્ધિથી ધકકેલાઇને તો નહિં; સદાચરણતરફ મનુષ્યની પ્રવૃત્તિનું કારણ, મનુષ્યને પ્રવૃત્ત કરનારીશક્તિ સહજઉપલબ્ધિમાં સમાઇ નથી સહજઉપલબ્ધિનો વ્યાપારતો એ તત્ત્વોના જ્ઞાન સુધી આવીને અટકેછે. એ ચાલકશક્તિ સહજ-ઉપલબ્ધિની બ્હાર, સહજ ઉપલબ્ધિથી ભિન્ન કોઇક પદાર્થમાં, જોવી પડશે, પરંતુ એટલું ખરૂં કે સહજ ઉપલબ્ધિ તે એ ચાલક પદાર્થ અને સદાચરણ એ બેને જોડનારો સુવર્ણનો અંકોડો છે. સહજઉપલબ્ધિથી જણાયલી ઉચ્ચ ભાવના ઉપર, એ દિવ્યદર્શનથી જ, એ ભાવનાના સૌન્દર્યથી જ, એક પ્રકારનો વિસ્મય આનંદ ઉત્પન્ન થઇ પ્રેમ ઉત્પન્ન થશે અને તેથીજ કરીને, તે પ્રેમદ્વરા, એ ઉચ્ચભાવનાની પેલી પાર દિવ્ય અધિષ્ઠાનભૂત પરમ પુરુષનું જ્ઞાન થઇ તે પરમ પુરુષ ઉપર શ્રદ્ધા પ્રેમ—ટૂંકામાં કહિયે તો **ભક્તિ**—ઉદ્ભવ પામશે, આ **ભક્તિ** તેજ ખરીશક્તિ બનશે. સદાચરણનાં તત્ત્વોનું ગમે તેટલું દિવ્યદર્શન થાય, જ્ઞાન થાય, તોપણ એ તત્ત્વોનો કૃતિમાં અનુભવ કરાવનાર શક્તિ તો **ભક્તિ**માં જ રહેલી છે. આ રીતે ચાલક શક્તિ, **ભક્તિ**, અને સદાચરણ એ બેને જોડનાર અંકોડો સહજ ઉપલબ્ધિ બને છે. અને આમ **ભક્તિ** વિના સદાચરણ, **નીતિ**, અસંભવનિય બનેછે. આ ત્હારે **ભક્તિ** અને **નીતિ**નો સંબન્ધ આમ જૂદા દૃષ્ટિબિન્દુથી જોયો.

આમ આપણે **ભક્તિ** અને **નીતિ**નું સંકીર્ણ સ્વરૂપ જોયું. એથી જણાયછે કે **ભક્તિ** તે **નીતિ**નું ખરું ચાલકતત્ત્વ છે; **ભક્તિ** તે આત્મા છે; અને

**નીતિ** તે શરીરછે નીતિની ચાલકશક્તિ કેઇ? લોકભય, કીર્તિલોભ, નીચો સ્વાર્થ, વગેરે શક્તિ તે પણ ખરી ચાલકશક્તિ નથી. ખરી **નીતિ**ની ચાલક શક્તિ નથી. કોઈ માણસ, લોકો નિંદા કરશે, વાતો કરશે, લોકોમાં ફજેતી થશે—એ બ્હીકથી સદાચારનું કામ કરે, તો તે ખરો સદાચાર નહિં. લોકો મ્હારું સારૂં બોલશે. એમ લોકમાં કીર્ત્તના લોભથી, અથવા રાજ્યાધિકારીયોમાં મ્હારું સારું બોલાશે અને મ્હને ઊંચી પદવી મળશે, માન મળશે, ચાંદ મળશે, રાજસભામાં નીમાઇશ,—હેવી રાજકીર્તિઓના લોભથી કોઇ ગરીબને દાન કરે, રોગીને માટે ઔષધાલય કરીને ઔષધ આપવાની સત્કૃતિ કરે વગેરે સદાચરણ જેવી કૃતિ કરે તો તે ખરો સદાચાર નહિં. હાવાં હાવાં અધમ ચાલક તત્ત્વોથી પ્રેરિત થયેલી કૃતિ તે સદાચાર નહિં પણ સદાચારનું રૂપ ધારણ કરનાર હલકો સ્વાર્થ. ઇશ્વર સજા કરશે માટે સદાચાર કરવો એમ ઇશ્વરના ભયથી કરેલો સદાચાર પણ ખરો સદાચાર નથી. માટે ઇશ્વરભય તે પણ ખરી ચાલકશક્તિ—સદાચારને સંબન્ધે—નથી. ઇશ્વર ઉપર પ્રેમ એ ખરી ચાલકશક્તિ છે. **પ્રેમ** તે તે વખતે **સદાચાર**ના મૂર્તરૂપમાં દીપ્તિમય થઇ પ્રગટ થાયછે. એ ઉપર કહીજ ગયા છિયે. એ **પ્રેમ**ના પ્રકાશનો એક બીજી પ્રણાલીમાં પ્રવાહ થાયછે; સત્કાર્ય એ વસ્તુ ઉપર જે પ્રેમ——એ અનેકવાર અદ્ભુત ચાલકશક્તિ બને છે. સત્ય બોલવામાં જ, ઉપકાર કરવામાં જ, ન્યાય, પ્રેમ, દયા, ક્ષમા, શાન્તિ વગેરે ગુણોને કૃતિમાં દર્શાવવામાં જ એક જાત્યનો દિવ્ય સંતોષ રહ્યો છે તેથી તે સત્કૃતિ ઉપર જ પ્રેમ થવાથી સત્કૃતિ થાયછે. હેનાં અનેક ઉદાહરણો જીવનમાં જડશે. આ કરતાં પણ નિર્મળ મૂળઝરણ સદાચારનું વખતે મળેછે. એ મૂળ વધારે ઊંડો શોધ કરતા જડેછે. સુન્દર ફુલ સ્મિત કરેછે, સુગંધ વેરે છે;—શા માટે ? માત્ર એ હેને ગમેછે, હેનું તત્ત્વજ સ્મિત અને સુગંધ છે માટે. તેમજ ખરો સત્પુરૂષ સદાચાર કરેછે તે પણ હેનો સ્વભાવ હેનું આત્મતત્ત્વ જ એ રીતિનું છે માટે. 'અહિં સત્કૃતિ ઉપર પ્રેમ' એ અંશ પણ લુપ્ત થઇ જાયછે. અહિં એક દિવ્ય સ્વરૂપ, દિવ્યસ્વભાવ, એજ ચાલકશક્તિ થઇ જાયછે. એ દિવ્યસ્વરૂપ આત્મામાં ક્યહાંથી આવે ? ઈશ્વર ઉપર **ભક્તિ** માંથી, **પ્રેમ** માંથીજ. અહિં આમ **ભક્તિ** અને **નીતિ**નું ગૂઢસંબદ્ધપણું આવે છે.

આમ ભક્તિ તે નીતિનું આત્મતત્ત્વ છે; નીતિને જીવનનું તેજ આપનાર આત્મા છે. આત્માથી વિમુક્ત દેહ તે નિસ્તેજ, જ્ઞાનદીપ્તિહીન, શબ્દ બનેછે, તેમજ ભક્તિના તત્ત્વથી અનુપ્રાણિત ન થયેલી નીતિ પણ દીપ્તિહીન, સૌન્દર્યહીન હોય છે. પ્રેમ તે સુન્દર છે; પરંતુ એ સૌન્દર્ય દૃશ્ય ક્યારે થાય છે ? પ્રેમ પૂર્ણવદનમાં પ્રેમ ઉભરાયછે ત્યારે. એથી પણ વિશેષ, પ્રેમ જ્યારે સદાચારમાં—અને સદાચારના અર્થમાં પ્રેમયુક્ત વચન વર્તનકૃતિ પણ આવી ગયાં;—હેવા સદાચારમાં મૂર્તરૂપે દેખાદે છે ત્યારે પ્રેમનું સૌન્દર્ય પૂર્ણદીપ્તિમાં શોભે છે. ઇશ્વરપ્રતિ પ્રેમ તે પણ આમ સદાચારમાં મૂર્તરૂપ ધારણ કરેછે ત્યારે એ દિવ્ય પ્રેમ દિવ્ય સૌન્દર્યથી પ્રકાસે છે. આમ, ભક્તિ ઉભરાઇને નીતિમાં મૂર્તરૂપે પામે છે એટલુંજ નહિં; પણ નીતિનું જીવાનુભૂત તત્વ-નીતિનો આત્મા, અને નીતિને દિવ્ય સૌન્દર્યની દીપ્તિ આપનારું તત્ત્વ ભક્તિ છે.

આમ જ્યારે ભક્તિ તે નીતિનો આત્મા છે, ત્યારે અર્થાત્ ભક્તિવિના નીતિ અશક્યજ ગણવી જોઈયે. કેટલાક નાસ્તિક જેવાજ પુરૂષો એમ કહેછે કે "હમે તો એક વિશાળ નિયમોનો સંગ્રહ—જડપદાર્થને તેમજ નીતિ પરત્વે હૃદયચેતનને નિયમિત કરનાર તત્ત્વોનો સંગ્રહ—એજ સર્વોપરિ વસ્તુ માનિયે છિયે, એટલે હમારે બીજા કોઇ પરમપુરુષ ઇશ્વરની જરૂર નથી; હમારા એ નિયમો ઉપરના વિશ્વાસથી જ નીતિ પળાશે. પરંતુ નીતિનું ઉપર બતાવેલું સ્વરૂપ ખરું હોય, ઉપાસના અને પ્રાર્થના એ ભક્તિનાં અંગ વિશેષે કરીને નીતિનાં સાધન અને આધારભૂત હોય તેમજ નીતિ તે પ્રેમનો જ આવિર્ભાવ હોય, તો આ નાસ્તિક વિશ્વાસ વૃથા અને આ નાસ્તિક નીતિ તે ખરી અભંગુર નીતિ નહિં. એજ પ્રમાણે નીતિનાં મૂળતત્વો—જેવાં કે સત્ય, ન્યાય, પ્રેમ દયા, ક્ષમા, શાન્તિ, વગેરે—ને જ આદર આપી, ભક્તિ વસ્તુને ન માનનાર, નાસ્તિક, જનહિતવાદભક્ત, વગેરેને વિશે પણ સમઝવું. એ લોકોની નીતિ તે અભંગુર નીતિ તો નહિંજ. જીવનપર્યંત સત્ય, ન્યાય,

વગેરે સારાં આચરણ પાળનાર હેવા અભક્ત વખતે ગણાશે, પરંતુ હેમની ખરી કસોટી લેવાનો પ્રસંગ આવ્યો હોય, જગતનાં પ્રલોભનની સંકડામણમાં એ આવ્યા હોય, તે વખતે હેમની નીતિ ભંગુર થવાનો અત્યંત ભય રહેવાનો. નીતિ એટલે માત્ર સારાં કૃત્ય કરવાં એટલુંજ નહિં, પણ લાલચોની આગળ ટકવું, કામક્રોધાદિક વિકાર ઉત્પન્ન કરનારાં કારણો આવે તે વખતે ત્હેની સ્હામા થઈ યુદ્ધ કરી વિજય મેળવવો, એ સર્વ પણ નીતિ માંજ સમાવિષ્ટ થાયછે; એ તો નીતિનું વિશેષ પ્રધાન અંગ છે. સારાં કામ કરવાં એમ પ્રવૃત્તિપર નીતિ કરતાં, નઠારાં કર્મ ના કરવાં એમ નિવૃત્તિપર નીતિ ઘણીવાર—જેમકે, લાલચો વગેરેનું પ્રાબલ્ય જીતવાનું આવે ત્હારે વિશેષ મૂલ્યવાળી બનેછે. એ પ્રલોભનનો વિજય કરનારી નીતિ તો ભક્તિવિના ટકવાની નહિં જ. પ્રવૃત્તિપર નીતિના ઘણા પ્રકાર વખતે બાહ્યદર્શન ભક્તિવિના થતા જણાતા હશે; તો પણ તે, પણ ભક્તિના સિંચનવિના શુષ્ક જ સમજવા. પરંતુ પ્રલોભનની જાળમાંથી નિકળવામાટે નિવૃત્તિપર નીતિને તો ભક્તિ એ જ મ્હોટી બળની ખાણ્ય છે, દૃઢ પાયો છે.

આપણે કહ્યા ત્હેવા અભક્ત નીતિ વાળા પુરૂષોની ઊંડી વૃત્તિ તપાસીશું તો જણાશે કે એ લોકો પરમપુરૂષ પરમેશ્વર અને ત્હેની ભક્તિ નથી સ્વીકારતા, તો પણ અંદર ખાનેથી તેઓ એક પ્રકારના ભક્તજ છે. સત્ય, ન્યાય, પ્રેમ, ઇત્યાદિક નીતિનાં પરતત્વોની ઊંચી ભાવનાને આદર આપીને જ એ લોકો નીતિ માનું આચરણ કરે છે. એટલે અંશે એ ભાવનાના પૂજક એ લોકો છે. અને એ ઉચ્ચ ભાવના તે પરમ સત્ય દયા પ્રેમ વગેરેના અધિષ્ઠાન ભૂત પરમેશ્વરનું બાહ્ય સ્વરૂપ જ છે. મહાન્ ભાવના રૂપ ઈશ્વરનું બીજું નામ એ લોકોની સદાચરણની ભાવના છે. એટલે દરજ્જે એ અભક્ત તે ભક્ત જ છે. પરંતુ ગમે તેટલા ભાવના પૂજક એ અભક્ત હોય, તો પણ એ હેમની નીતિને સ્થિરતા આપનાર તત્વ નથી હોતું. ગમે ત્હેવો દૃઢ મનુષ્ય હોય, પણ મનુષ્યની સ્વાભાવિક નિ-

બંળતા બળવતી છે. જે વખતે જગતની લાલચોની મોહની મૂર્ત્તિ દુર્વિપયોના વિપ્રલંભિગાન વડે મનુષ્યને મૂઢ કરી નાંખે છે તે વખતે "એ મોહની મૂર્ત્તિના કપટપાશમાં પડી દુરાચાર કરું કે દૃઢ રહી એ પાશ તોડી નાંખું?" એ પ્રશ્નનો નિવેડો કરવા માટે **ભક્તિ** ના દીપની એ હૃદયાન્ધકારમાં ખરેખરી જરૂર છે. એ વખતે પરગુણ નિધાન પુરુષોત્તમ પરમેશ્વરની **ઉપાસના** અને **પ્રાર્થના** કરીને સદાચરણ બળ મેળવવાની જરૂર પડે છે. એ વખતે સ્વાભાવિક રીતે ઊર્મિ ઉઠી પ્રાર્થના થાય છે—(અંક ૨૮ આગ્નિણી શ્લોક ૩) હવે પ્રસંગે જણાય છે કે **નીતિને** માટે મનુષ્યના આત્માનો ખોરાક **ભક્તિ** છે; એ ખોરાકથી સબળ થયેલો આત્મા **નીતિ**પથમાં દૃઢ અસ્ખલિત પગે ચાલી શકશે. આ રીતિયે **ભક્તિ** દ્વારા ઉપાસ્ય પ્રાર્થ્ય **પરમ પુરુષ** કનેથી મળતું સદાચરણ બળ તે પેલી એકલી ભાવનાથી નહિં મળે,—આત્મહીન, પરમાત્માના પુરુષત્વ રૂપી આત્મહીન, ભાવનાથી નહિં મળે. એ શુષ્ક, તત્ત્વવિમુક્ત ભાવનાની પૂજા ગમે એટલી કરો. પરંતુ **પરમ પુરુષ**, ઉપાસ્ય, પ્રાર્થ્ય, **પરમ પુરુષ**, વિના સદાચરણ બળ ક્યહાંથી મળે. એ ભાવનાનું એક અત્યંતસુન્દર સ્વરૂપ ગ્રીક તત્ત્વેત્તા **પ્લેટો**એ એક કલ્પિત—કથા (Myth) માં બતાવ્યું છે. હેમાં એક રથને બે અશ્વ જોડેલા બતાવ્યા છે, એક અશ્વ પાણીદાર—અને ઉન્નત માર્ગમાં પગ મૂકવાને તલપી રહેલો છે, અને બીજો પૃથ્વી તરફ નીચી ડોક ઘસડાય છે;—આ રથનો સારથિ—જ્ઞાન તે સારથિ—કાંઇક ઊંચું ડોકું કરીને ક્ષણવાર વ્યોમ મંડળનાં શિખરની પેલી પાર રહેલી પરદિવ્ય ભૂમિ ભણી નજર નાંખે છે, અને એ ભૂમિમાં રહેલા નિરાકાર, અવર્ણ, અવ્યક્ત પરમપદાર્થની એક ઝાંખી લઈ લે છે. મનુષ્યના આત્માને આમ જે ઝાંખી થાય છે તેથી એ વાસ્તવિક તત્ત્વ ઉપર પ્રેમ પૂર્ણ એ મનુષ્યનો આત્મા થાય છે, એ તત્ત્વનું દર્શન કરી એ તત્ત્વથીજ પોષણ અને આનંદ મેળવે છે. એમ **પ્લેટો** બતાવે છે. આ દિવ્યભાવનાનું દર્શન

અતિ સુન્દર છે. પરંતુ, જો એ દિવ્યભાવના તે પરમપુરુષ રૂપેજ હોય તો તો ઠીક; કાંઇક એ સ્વરૂપની સમીપ જનારી એ ભાવના છે ખરી પરંતુ તદ્દન પરમપુરુષરૂપ એ નથી. તત્ત્વચિન્તકની મર્યાદાથી મર્યાદિત થએલી એ ભાવના ભક્તિગમ્ય પરમપુરુષના અત્યંત બાહ્ય નહિં તોપણ જરાક જ આંદરના સ્વરૂપનો આવિર્ભાવ કરેછે, છેક આંતર્ગત પરમપુરુષનું દિવ્ય સ્વરૂપ નથી બતાવતી. અને તેથી જ કરીને એ ભાવનામાં પણ સદાચરણ બળ પ્રેરનારું પુરુષત્વ ન હોવાને લીધે નીતિમાર્ગમાં મનુષ્યને અસ્ખલિત લઇ જવાની શક્તિ નથી. આ ભાવના તે માત્ર સદાચરણતત્ત્વના જ્ઞાનમાંજ નિયંત્રિત થાય છે. પેલા સારથિ પર ભૂમિમાં જે દિવ્ય તત્ત્વની ઝાંખી કરે છે તે માત્ર સદાચરણના પરતત્ત્વનું જ્ઞાન મેળવે છે એટલું જ. માત્ર સદાચરણના જ્ઞાનથી જ કરીને સદાચરણનું બળ મળતું નથી. ( આ અમૂલ્ય તત્ત્વ 'સદાચરણ બળ' વિશેના વિવેચનમાં આપણા એક ×બ્રાહ્મ. બન્ધુએ નિર્વિવાદ રીતે સિદ્ધ કરી આપ્યું છે એટલે તે સદ્ધવ્યું ...ઇને જ ચાલીશું. )

અલબત એતો ખરૂંજ કે સદાચરણ બળ માટે સદાચરણ જ્ઞાન પ્રથમ જોઈએ જ. સદાચરણ તે શું એ જાણ્યા વિના સદાચરણ સંભવે નહિ પરંતુ જ્ઞાન થયા પછી એ બળ અને બળ આપનારી ભક્તિ પણ વિશેષ આવશ્યક છે. હજી જ્ઞાનવિના,-તત્ત્વચિન્તન જેવા જ્ઞાન વિના-સદાચરણ કદી સંભવે; સદાચરણ શું હેની બારીકીઓ જાણ્યા વિના વિનમ્ર ભક્ત, સામાન્ય બુદ્ધિનો ભક્ત, સ્વભાવિક રીતે જ સદાચરણમાં ચાલી સકે. પરંતુ સદાચરણ બળ આપનારી ભક્તિ વિના તો સદાચરણ સંભવે જ નહિં માટે જ આપણી પ્રાર્થનામાળામાં એક સ્થળે કહ્યું છે કેઃ—

ज्ञान रूपी हृदे भक्ति जले स्नान
उत्तम विधान हृच्छुद्धिनुं ॥

પ્લેટોના મત પ્રમાણે પેલી દિવ્યભાવનાની ઝાંખીથી એ ભાવના

---

× રા. રમણભાઇ મહીપતરામ.

ઉપર એક જાતનો પ્રેમ ઉત્પન્ન થાયછે. એ અંશ કદાપિ સદાચરણ બળઆપનારો છે એમ કોઈને લાગશે. પરંતુ જરાક વિચાર કરતાં જણાશે કે **પરમપુરૂષત્વથી** અસ્પૃષ્ટ એ ભાવના સેવાને લીધે એ પ્રેમનો વિષય પરમ બળ નિદાન પરમેશ્વર નથી બનતો, પરંતુ એ ભાવનાની ઝાંખી જ બને છે; અર્થાત્ એ **જ્ઞાન**થી થયેલો પ્રેમ તે પાછો **જ્ઞાન**માં જ રહેછે, એ ભાવનાના દિવ્ય પડદાની—આછા ઝીણા, પણ પડદાની—પેલી પાર રહેલા પરમપુરૂષમાં નથી રહેતો. એ પ્રેમ તે **જ્ઞાન** ઉપર જ જે પ્રેમ થાય તહેવો બુદ્ધિમૂલક પ્રેમ છે ભક્તિરસમય પ્રેમ નથી. અને ખરૂં બળ સદાચરણબળ—તે પરમેશ્વરના પુરૂષત્વમાંથી જ મળવાનું, કેમકે ઉપાસ્ય અને પ્રાર્થ્ય **પરમપુરૂષ** જ થઇ શકશે, શુષ્ક અપુરુષ ભાવનાતત્ત્વ નહિં થઇ સકે. માટે આ અભક્ત ભાવના ગમે એટલી સુન્દર છે પરંતુ તે માત્ર સાધનભૂત છે અને એકલી એ ભાવનામાં—**પરમપુરૂષત્વથી** વિમુક્ત ભાવનામાં—મનુષ્યને સદાચરણમાં અસ્ખલિત રાખવાની શક્તિ નથી. એ શક્તિ તો **ભક્તિ**માં અને **ભક્તિ**વિષયભૂત **પરમપુરૂષ** ઈશ્વરમાં જ છે. કોઇ નિરક્ષ મનુષ્ય અભક્ત છતાં નીતિમાન્ રહેલા હશે તો તેથી કાંઇ આ સિદ્ધાન્તને બાધ નહિં આવે. ખરી સંકડામણના પ્રસંગ એ લોકોને નહિં આવેલા તેથી એ ટકેલા. માટે કાંઇ એથી **નીતિ** તે સ્વબળવંશ છે એમ નહિં થાય.

આમ અભક્ત પણ ઉચ્ચ ભાવનાના પૂજકને પણ **નીતિ**ની અભંગુરતા અસાધ્ય છે તો પછી જીવાત્મા અને પરમાત્માને અભિન્ન—એક—માનનાર અદ્વૈતવાદીને વિશે તો એ વિશેષ અસાધ્ય છે. પેલા ભાવનાના પૂજકને તો પ્રેમનો વિષય કાંઈક છે—એ જ ઉચ્ચભાવના પ્રેમ વિષય છે; **પરમપુરૂષ**ના બાહ્યસ્વરૂપની અંદરનું પ્રથમ પટ પણ પ્રેમવિષય છે; પરંતુ અદ્વૈતવાદીને તો પ્રેમવિષય જોવા જઇયે તો શૂન્યછે; એટલે **ભક્તિ**નું પ્રયોજન હેને નથી; ઉપાસ્ય પ્રાર્થ્ય કોઇ **પરમપુરૂષ** હેને અપેક્ષિત નથી; એટલે **ભક્તિ**નું તત્ત્વ પણ એ મતમાં પ્રવેશ નથી પામતું, તેથી **નીતિ**નું નિદાન જ ઉખડી જાયછે. આથી અદ્વૈતમતને **નીતિ**નું મૂલોચ્છેદન કરનારો કહિયે તો અયોગ્ય નહિં ગણાય. "વ્યવહારદશામાં જીવાત્માપરમાત્માની ભક્તિ

કરે "—એમ જે બંધ બેસાડવાનાં ફાંફાં અદ્વૈતી મારેછે તે ફાંફાં જ છે. જો પરમાર્થ તે જ સત્ય છે તો પછી એ વ્યાવહારિક ભક્તિ અસત્ય જ અને તેથી પરમાર્થ જ્ઞાનવાળાને ભક્તિ અનિષ્ટ અને ભક્તિનું મૂળ, ભક્તિનો પાયો, લુપ્ત થાય એટલે ઉપરનું નીતિમંદિર પણ વિનાશ પામવાનું. તેથી અદ્વૈતમત તે નીતિનો શત્રુ છે એ ખોટી વાત નથી. અદ્વૈતમાર્ગનો પક્ષ પકડનાર "સુદર્શન" માં પ્રાર્થનાની જરૂર નથી એમ આગ્રહથી પણ ઉચ્ચસ્વરે ઘોષણા કરી છે તે એ મતના સ્વરૂપને અનુસરીને જ છે, પણ એથી કરીને નીતિના નિદાનનું નિકંદન થાયછે એ એ લખનારના લક્ષમાં પણ આવ્યું જણાતું નથી; અથવા તો હેને તે ઈષ્ટાપત્તિ હોય તો કોણ જાણે. અદ્વૈતમત તે નીતિતત્ત્વ સાથે એકવાક્યતા રાખી સકે એમ નથી એ વાત પ્રાર્થનામાળાના ભક્ત કવિના મનમાં દૃઢ બેઠી હતી એ નીચેની દિંડીથી સ્પષ્ટ જણાશે:—

भ्रमित ब्रह्मवादि सत्य मार्ग छोडे,
न्याय नीतियुक्त धर्म सर्व तोडे;
परमशुद्ध भक्ति नियम भंग थाय,
असज्ज्ञान थकी प्रभु नहीं पमाय.

( दिंडी १४ मी कडी २ जी ).

भक्ति વિના नीति અશક્ય છે એ આપણે જોઇ ગયા. હવે नीति વિનાની भक्तिનાં શાં પરિણામ થાય, नीति વિનાની भक्ति કહેવી થાય, તે જોઇએ. અહિં ફરી યાદ આણવું જોઇએ કે भक्ति તે આ સ્થળે પણ લૌકિક भक्तिના અર્થમાંજ સમજવાની છે,-શાથી કે સિદ્ધાન્તમાં લક્ષણ કરેલી भक्तिમાં તો नीति અંતર્ગત જ છે.

विना नीति भक्ति करवाथी थाय न शुद्ध प्रयोग ।
सदाचरण विना भक्ति वृथा थाय ।
पूर्ण अंगविना भंग भक्ति थाय ।

આમ કેમ કહ્યું છે ? શું भक्ति—ઈશ્વર ઉપર श्रद्धा રાખી प्रेम સહિત उपासना અને स्तुति અને प्रार्थना કરીશું તો બસ નથી ! આ-નો ઉત્તર પૂર્વે भक्तिના नीति સાથેના કહેલા કાર્યકારણસંબન્ધમાં ગુપ્ત રીતે આવી જ ગયો છે. જો भक्तिનું સ્વાભાવિક અને અવશ્યંભાવિ પ-રિણામ नीति છે, જો प्रार्थनाની મ્હોટામાં મ્હોટી આવશ્યકતા અને મુખ્ય પ્રયોજન सदाचरण बल મેળવવામાં છે, તો અર્થાત્ જ नीति વિના भक्तिનું અસ્તિત્વ સંભવે જ નહિં, અપૂર્ણતા તો આવે જ. प्रेम વિષે વિવેચન કરતી વખતે ભાવપર્યવસાયી प्रेम અને કૃતિપર્યવસાયી प्रेमનો સંબન્ધ જણાવ્યો જ છે. તે જ સંબન્ધ भक्ति અને सदाचार ( नीति ) નો છે, भक्ति અને ભાવપર્યવસાયી प्रेम તે એક બીજાના પર્યાયરૂપ છે, તેમ જ नीति અને કૃતિપર્યવસાયી प्रेम તે પણ એક બીજાના પર્યાયરૂપ છે.

'नीति વિના भक्ति નિષ્ફળ છે'—આ આપણા બ્રાહ્મમતનું વિશેષા-ધાયક સ્વરૂપ છે, બીજા ધર્મમતો કરતાં વિશિષ્ટતા આપનારૂં ખાસ સ્વરૂપ છે. કેમકે પૂર્વે આપણો આર્યધર્મ ગમે તેટલો વિશુદ્ધ હતો, પરંતુ હાલનો કહેવાતો હિન્દુ ધર્મ તો હેવી અધમ દશા પામ્યો છે કે नीतिહીન भक्तिનો મહિમા વધી વધીને છેક એમ થયું છે કે પાપ કરી કરીને भक्तिથી એ પાપ ધુવે તોપણ ચાલે. નિરંતર પાપ કરીને નિરંતર ધોવાનો સ્હેલો ઉપાય હાલના અધમ હિન્દુ ધર્મમાં સોંઘો વેચાતો થઈ ગયો છે. પ્રાર્થનાસમાજના ઉપર કટાક્ષ રાખીને સુદર્શને “પ્રાર્થના” ના વિષયમાં જે આરોપ મૂક્યો છે કે આપણે આઠે દહાડે પાપ ધોવાને એકઠા થઈ પ્રાર્થના કરિયે છિયે તે આપણાં नीतियुक्त भक्ति તે જ ધર્મ એમ ગણનાર બ્રાહ્મમતને ખરૂં જોતાં લાગૂ નથી પડતો એટલું જ નહિં, પણ એ મતની વિરૂદ્ધ જ છે; અને લાગૂ પડેછે તો હાલના અધમ હિન્દુ ધર્મને વિશેષરૂપે લાગૂ પડે છે.

नीति તે આપણા બ્રાહ્મ ધર્મને નિવૃત્તિપર ધર્મની કોટિમાંથી કાઢીને પ્રવૃત્તિપર ધર્મ બનાવે છે. આપણા દેશનો ચાલતો હિન્દુ ધર્મ કેવળ

ભક્તિને જ એક ગણવાને લીધે નિવૃત્તિપર, નિર્વેદમય થઇ ગયો છે. તે દશાથી બચવા માટે **નીતિ (સદાચાર)** નો અંશ દાખલ કરવાની જરૂર છે. **નીતિ-સદાચાર**—એ શબ્દોનો અહિં વ્યાપક અર્થ લઇ કોઇપણ સત્કૃત્ય—જીવનમાં નિશ્ચય અને દ્દઢતાથી પ્રવૃત્તિ કરવાનાં સર્વ કૃત્ય—ના સંગ્રહ એ શબ્દોમા કરવાનો છે. કેમકે નહિં તો ( Action ) કૃતિહીન નિવૃત્તિ ભક્તિ જ રહેશે અને તેથી કૃતિ તરફનો ઉત્સાહ લુપ્ત થશે. **નીતિ** વિનાની ભક્તિનું સ્વરૂપ જ હેવું છે. હેવી **નીતિ**હીન **ભક્તિ**નું પરિણામ એક છેડે નિર્વેદ-વૈરાગ્ય-માં અને બીજે છેડે તત્ત્વહીન ઉપચારમાં, જીવનમાં અનાચારનો અનાદર કરી બાહ્ય પૂજોપચારમાં આવશે. આ રીતે **નીતિ** એટલે જીવનમાં સત્કૃતિ જીવનમાં ધર્મ, તે જીવન અને ઉત્સાહયુક્ત કૃતિનો ત્યાગ કરીને માત્ર **ભક્તિ—ઉપાસના સ્તવન** ઇત્યાદિક—માં જ નિમગ્ન થઇ [illegible]થી જીવનના વ્યવહારનો અનાદર થઈ વિરક્તિ ઉત્પન્ન થવાની. જીવન[illegible]નિક દુઃખ, સંકટ, પ્રલોભન સમયે ઉભયતઃપાશ, વગેરે આવે તે[illegible] ઉપર વિજય મેળવવામાટે **નીતિ**નું શસ્ત્ર જોઇશે; અને એ સંકટ વગેરે પ્રસંગોથી કંટાળીને વિરક્તિ પામીને માત્ર **ભક્તિ** જ કરિયે, જગત્થી દૂર રહીને ભજનમાં જ રત થઈયે, તો Action, કૃતિ, જીવનમાં ધર્મ કૃતિનો અનાદર થવાનો અને અનિષ્ટ વૈરાગ્ય ( Asceticism ) માં પરિણામ થવાનો. અથવા તો જીવનમાં રહીને **ભક્તિ-ભક્તિ**ના આચાર-કરવા ઉપર જ લક્ષ રોકી રાખ્યું તો **નીતિ**નો અનાદર થઇ, ગમે તે પાપ કરો, અનાચાર, દુરાચાર કરો, તે વાતનું કાંઈ નહિં પણ ભજન કર્યા કરો, પૂજાના બાહ્યના આડંબરોપચાર કર્યા કરો એમ થવાનું. આ બંને પરિણામની-વૈરાગ્યની અને નીતિહીન પૂજોપચારની-સાક્ષી આપણા આર્ય ધર્મનો આજસુધીનો ઈતિહાસ સબળ રીતે પૂરેછે. ગમે તે પાપ કરો પણ મૂર્તિ પૂજો, બ્રાહ્મણ જમાડો, વ્રત કરો, માનતા માનો, એટલે થયું. હાલના કેટલાક આચાર્યોના સંપ્રદાયની હાલની સ્થિતિ એથી પણ વિશેષ સ્પષ્ટતાથી આ પરિણામની સાક્ષી પૂરેછે; એટલે સુધી કે **નીતિ**થી સ્વતંત્ર **ભક્તિ** હોય એમ મનાય છે એટલુંજ નહિં પણ **નીતિ**ની સાથે વિરોધ રાખનારાં તત્ત્વ તે **ભક્તિ**નો-ધર્મનો—જ ભાગ ગણાયો છે.

પરંતુ આપણા બ્રાહ્મમતમાં તો **नीति**નું તત્ત્વ મુખ્ય છે. '**सदाचरण एमत्व प्रभु तारी भक्ति**' એ વચનનો હેતુ એજ છે. પરંતુ તેટલા માટે **भक्ति**ને છેક નીચે નાંખી દીધી નથી. ખરૂં જોતાં **नीति** અને **भक्ति** એ બંને સમપ્રાધાન્ય છે. એ બે મળીને અત્યંત આત્મનિષ્ઠતા (over spirituality) અને ધર્મહીન વ્યવહારનિષ્ઠતા (unreligious worldliness) એ બેની વચ્ચે સમતોલ સ્થિતિ રાખે છે. **नीति** એટલે જીવનમાં કર્તવ્ય અને કાર્યની સોત્સાહ કૃતિપરાયણતા તે અત્યંત આત્મનિષ્ઠતાને નિયમન કરનારૂં બળ થાય છે; અને **भक्ति** તે ધર્મહીન વ્યવહારનિષ્ઠતાને નિયમન કરનારૂં બળ થાય છે. માટે બંનેની જરૂર સરખી છે. પરમભક્ત બાબુ કેશવચંદ્ર સેને, પોતાના જીવનના પાછલા ભાગમાં અત્યન્ત આત્મનિષ્ઠતામાં ડૂબી જવાને લીધે પોતાના મહાન્ કાર્યમાં સફળતા ના મેળવી. એ ખરૂં છે કે હાલના સમયમાં—આપણા બ્રાહ્મ મંડળમાં પણ આત્મનિષ્ઠતાની ઘણીજ ખોટય છે અને જરૂર છે. આપણામાં આત્મનિષ્ઠતાની અમૃત નદી નિરંતર ગાન કરતી વ્હેતી નથી; અને એ વ્હેશે તોજ હેના પ્રવાહના બળે થીજ આપણા વ્યક્ત અને સામાજિક જીવનમાં સોત્સાહ કર્તવ્યની જળચક્રો ચાલશે પરંતુ તેમ, બીજી તરફ જોતાં કેવળ પ્રાર્થના કરીને બેસી રહેવું, પ્રાર્થના કર્યા કરવી, એ પણ કાંઈ **भक्ति** નથી. કૃતિ—કર્તવ્યકૃતિ—સદાચાર એ અંશ ઉમેરાય તોજ **भक्ति** સંપૂર્ણ થાય. એ ખરૂં છે કે સદાચાર—બળને માટે પ્રાર્થનાની જરૂર છે; **धियो यो नः प्रचोदयात्** એ ગાયત્રી મંત્રની પ્રાર્થનામાં સન્મતિ—સદાચરણે ચાલવાની સન્મતિનું બળ—માગવાને લીધે જ એ પ્રાર્થના ઉત્તમ ગણીયે છીયે; પ્રાર્થના તે આપણા આત્માનો સદાચરણપથમાં ચાલવા માટે ખોરાક છે. પરંતુ શ્રમ કર્યા વિના એકલો ખોરાક ખાયા કર્યાથી અજીર્ણ થાય છે, તેમજ આ પ્રાર્થનાની વાતમાં પણ સમજવું; એકલી પ્રાર્થના કર્યં કર્યં કર્યાથી (Spiritual madness) આધ્યાત્મિક મત્તતા—ગાંડાઇ—રૂપી અજીર્ણ થવાનું. આ પ્રકારના અજીર્ણનું પ્રબળ ઉદાહરણ બાબુ કેશવચંદ્ર સેનના પાછલા ભાગના જીવનમાં મળે છે. કેવળ પ્રાર્થનામાં નિમગ્ન થઈને અને આધ્યાત્મિક ગાંડાઇથી એ વિલક્ષણ મહાપુરૂષ વિષય ગયો હતો. માટે કેવળ પ્રાર્થના તે અધૂરૂં ભક્તિ છે. આ

રે બન્ધુઓ ! કર્તવ્ય કરો; પ્રાર્થનાનો ખોરાક ખાતા જાઓ પણ કર્તવ્યની મહેનત કરી આત્માની નાડીઓમાં દિવ્ય રક્ત જોરથી પ્રવાહિત કરો.

પરંતુ એટલું પણ જોવાનું છે કે કેવળ કૃતિ—કેવળ नीति—થી તૃષિત આત્માને—ચિન્તનપર આત્માને—તૃપ્તિ નથી થતી. 'કર્તવ્ય કર્યું' એ જ્ઞાનથી જે સંતોષ થાયછે તે પછી પણ એક પ્રકારની આધ્યાત્મિક તૃષા કાયમ રહેછે અને એ તૃષા માત્ર भक्तिથી જ શાન્ત થાય એમ છે. માટે भक्ति થાય તોજ नीति પછીની તૃષા છીપે. એટલે भक्ति ते नीति [મળતાં] થયા વિના સંતોષ નથી પામતી, અને नीति ते भक्तिજળના પાન વિના સંતોષ નથી પામતી. આમ भक्ति અને नीति એક બીજા સાથે ગુંથાએલાં છે. भक्ति અને नीति તે એક પત્રનાં બે પૃષ્ઠ, એક પાનાનાં [બે] પૃષ્ઠ, છે. એક બીજાથી જુદાં કલ્પી સકાય—વિવેચન માટે—પૃથક્કરણ [કર]ી સકાય, પરંતુ વાસ્તવિક રીતે વિભક્ત કરી સકાય નહિ. માટે

"कदि करवो न वियोग"

"पृथक एक एकथी नहीं कराय."

એતો એક પાનામાં બે પૃષ્ઠની પેઠે સંકીર્ણ છે; સંકીર્ણ શું એકરૂપ જ છે. એક પૃષ્ઠનું પાનું કદી સાંભળ્યું છે? સ્વરૂપનિરીક્ષામાટે એક પૃષ્ઠ અને બીજું પૃષ્ઠ એમ જોવાય; પરંતુ બંને પૃષ્ઠ મળીને સંયુક્ત—એકસ્વરૂપ તો પાનાનું એક જ. તેમ જ એકલી नीति ते धर्म અથવા એકલી भक्ति ते धर्म એમ કલ્પી સકાયજ નહિં. भक्ति (प्रेम) અને नीति એ બે પૃષ્ઠથી બનેલું પાનું તે धर्म છે. માટે જ કહ્યું છે કેઃ—

"नीतियुक्त भक्ति, मानुं मुख्य धर्म"

"नीतियुक्त पराभक्ति एज धर्म"

सम्यक्श्रद्धोपासनास्तुतिप्रार्थना જેને આપણે અહિં લૌકિક રીતે भक्ति કહી છે—તે તથા सदाचार इति भक्तिः અને भक्तिरेव धर्मः

---

# શુદ્ધિપત્ર.

પૃષ્ઠ ૪૦ મે લીટી સાતમીમાં 'પ્રાર્થના થાય છે કે:'—એ પછી એનો શ્લોક ઉમેરવો.

अल्प प्राणी अमे सर्वथा निर्बल,
यत्न सर्वे अमारा जशे निष्फल;
मात्र देवप्रसादे अमे जीतिये,
भक्ति सेवा करी चालिये नीतिये.

---